## ભાગ ० ૧



☐ મૂલ્ય રૂ. ૭-૫૦






☐ લેખક :ગિજુભાઈ બધેકા   સજાવટ :આબિદ સુરતી



☐ પ્રકાશક :આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧
☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક :જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

કહાણી કહું કૈયા,
સાંભળ મારા છૈયા.
છૈયે માંડ્યું હાટ,
ત્યાંથી નીકળ્યો ભાટ;
ભાટ ખોદાવે કૂઈ,
ત્યાંથી નીકળ્યો સૂઈ;
સૂઈ સંચાવે દોરો,
ત્યાંથી નીકળ્યો વો'રો;
વો'રો ખાય દાળિયા,
કાઢે એટલા કાળિયા;
કાળિયા મેં વાડે નાખ્યા,
વાડે મને વેલો આપ્યો;
વેલો મેં ગાયને નાખ્યો,
ગાયે મને દૂધ આપ્યું;
દૂધ મેં મોરને પાયું,
મોરે મને પીંછી આપી;
પીંછી મેં પાદશાહને આપી,
પાદશાહે મને ઘોડો આપ્યો;
ઘોડો મેં બાવળિયે બાંધ્યો,
બાવળે મને શૂળ આપી;
શૂળ મેં ટીંબે ખોસી,
ટીંબે મને માટી આપી;
માટી મેં કુંભારને આપી,
કુંભારે મને ઘડૂલો આપ્યો;
ઘડૂલો મેં માળીને આપ્યો,
માળીએ મને ફૂલ આપ્યાં;
ફૂલ મેં મા'દેવને ચડાવ્યાં,
મા'દેવે મને લાડવા આપ્યા.

એ લાડવા મેં, ભાઈએ, બહેને અને બાએ ખાધા. એક લાડવો વધ્યો તે કાકા માટે રાખ્યો હતો, તે કાળિયો કૂતરો આવીને ખાઈ ગયો●

# કહાણી કહું કૈયા





ભોળા ભટ કાશીએ જઈને ભણતર ભણી આવેલા. શાસ્ત્ર જાણે ને કથાવારતાય આવડે. ભોળા ભટ એક વાર પરગામ કથા વાંચવા નીકળ્યા. જઈને ગામને ચોરે ઉતારો કર્યો. ત્યાં તો ગામના પટેલિયા ભેળા થયા ને ભટજીને તો ડેલીએ તેડી ગયા. સારા ઉતારા આપ્યા અને સીધાંપાણી મોકલીને ભટને સારી પેઠ જમાડયા.

જમી કરી ભટજી ડેલીએ આવ્યા. પટેલિયા કહે – ભટજી! કેમ આવવાં થયાં?

ભટ કહે – જે કહેવાય તે ભાગવત તો મહા-

# ભોળો ભટ





રસ છે. એમાં શ્રીકૃષ્ણ ભગવાનની લીલાનું વર્ણન છે. આ એનું પારાયણ કરવા અમે આવ્યા છીએ.

પટેલિયા કહે – બહુ સારું. આ આપણે ચોરે રોજ રાતે તમે કથા કરજો; પણ એક વદાડ છે. જો 'હરે નમઃ' કરતા અમે થાકીએ તો તમને પાંચસો રૂપિયા શીખમાં દેવા; ને જો ભાગવત વાંચતાં તમે થાકો તો તમારે અહીં ભાગવત મૂકીને જવું.

ભટ કહે – ભલે, કાંઈ વાંધો નહિ. આપણે વદાડ કબૂલ છે.

બીજે દિવસે ભટે તો ભાગવતનું પારાયણ શરૂ કર્યું. ભટ તો સંસ્કૃત શ્લોક વાંચતા જાય, અર્થ કરતા જાય ને સમજાવતા જાય. બધુ સમજાવી રહે ત્યારે પટેલિયા બોલે 'હરે નમઃ'. ભટને તો કેટલુંયે વાંચવાનું; ઘણુ બોલે ત્યારે પટેલિયાને તો એક વાર 'હરે નમ :' જ કહેવાનું.

ભટ તો વાંચતા વાંચતા થાકયા. છ દિવસ તો કથા વાંચી પણ સાતમે દિવસે ભટજીનો સાદ બેસી ગયો. ઘણુ કરે, પણ ગળું ઊઘડે તો કે? પટેલિયા તો બેઠા બેઠા 'હરે નમઃ' કરતા. ભટ તો હારી ગયા. પટેલિયા કહે – લ્યો, ભટજી! પોથી મૂકીને પધારો!

ભટજી શું કરે? ભાગવત મૂકીને ઘેર ગયા. ઘેર જઈ ને મોટાભાઈને માંડીને બધી વાત કરી. ભાઈ કહે – ઠીક છે, જવા દે. એ જ ગામમાં જાઉં ને ભાગવત પાછું લાવું તો જ હુ ખરો. આ ભાઈ કાંઈ ભણેલાગણેલા નહિ; કોણ જાણે પૂરી હાથજોડ કરાવતાં આવડતી હોય તો! બાકી ડિંગળશાસ્ત્ર જાણે, ગપ્પેગપ્પાં લગાવે ને ગામડાના માણસોને બરાબર સમજાવી જાણે. ભાઈએ તો એ જ ગામમાં જઈ ને ચોરે બેઠેલા પટેલિયાઓને 'રામ રામ' કર્યા. પટેલિયા તો પગે લાગ્યા ને કહે – રામ રામ. બેઠા-



કારવ્યા પછી પટેલિયાઓએ મહર કરી કહ્યું– કાં ભટજી! કથા વાંચવા આવ્યા છો કે? આ એક ભટ તો ભાગવત મૂકીને ગયો છે. તમારેય ભાગવત મૂકીને જવું હોય તો માંડો વાંચવા.

ભટ કહે – બધાય સરખા ન હોય. કથા કથા-એય ફેર હોય ને? હું તો ડિંગળશાસ્ત્ર ભણ્યો છું. એવું તો કોક જ ભણ્યા હોય ને?

પટેલિયા કહે – પણ આ અમારો વદાડ સમજ્યા? આ અમે 'હરે નમઃ' કરતા થાકીએ તો તમને પાંચસો રૂપિયાની શીખ આપીએ, ને તમે વાંચતાં થાકો તો તમારે ભાગવત મૂકીને ચાલ્યા જવું. છે કબૂલ?

ભટજી કહે–એમ જ હોય ને? પણ એક વદાડ વધારે. જો હું જીતું તો પેલું ભાગવત મને ઉપરિયામણમાં આપવું.

પટેલિયા કહે – ઠીક.

બીજે દિવસે ભટે તો કથા વાંચવા માંડી–જે કહેવાય તે શ્રીકૃષ્ણ ભગવાન ગરુડ ઉપર બેસે. ગરુડ તો એમનું વાહન કહેવાય.

પટેલિયા કહે – હરે નમઃ.

આ ગરુડ પંખી તો આ મુલકમાં પખીઓનો રાજા કહેવાય.

હરે નમઃ.

આ કહેવાય તે શ્રીકૃષ્ણ ભગવાને એક દિવસ પૂછ્યું... હે ગરુડજી! તમારે કાંઈ નાતબાત ખરી કે?

–હરે નમઃ.

આ ગરુડજી ઉત્તર આપે છે – હે મહારાજ! મારે નાત તો છે; પણ બધાએ મળીને મને નાત બહાર મૂકર્યો છે.

–હરે નમઃ.

–આ જે કહેવાય તે શ્રીકૃષ્ણ ભગવાને બધાં પખીને ભેગાં કર્યાં. આ જે કહેવાય તે પાંચસો ખૂંગણનો મોટો કોથળો સિવડાવ્યો ને એમાં બધાં પખીને પૂર્યાં.

–હરે નમઃ.

–આ એ પખીઓ તો બધાં કોથળાની અંદર ફીવી ફીવી કરવા માંડયાં.

–હરે નમઃ.

–ત્યાં તો કોથળામાં એક ફાંકું રહી ગયેલું.

–હરે નમઃ.

–આ પછી એક ફાંકામાંથી જે કહેવાય તે એક પખી ઊડયું અને ફરરરરરર.

–હરે નમઃ.

–આ કહેવાય તે પછી બીજું પંખી ઊડયું ને ફરરરરર.

–હરે નમઃ.

–આ ત્રીજું ઊડયું ને ફરરરરર.

–હરે નમઃ.

–આ ચોથુ ઊડયું ને ફરરરરર.

–હરે નમઃ.

–આ પાંચમું ઊડયું ને ફરરરરર.

–હરે નમઃ.

ભટનું તો "ફરરરરર" ચાલ્યું ને પટેલિયાનું "હરે નમઃ" ચાલ્યું.

એમ કરતાં પટેલિયાનાં તો મોઢાં દુખવા આવ્યાં ને પટેલિયા તો "હરે નમઃ"ને બદલે "ફરરરરર" બોલવા માંડયા. ભટે પુસ્તક-પાનાં બંધ કર્યાં ને પછી કહે – તમે હાર્યા. હવે પેલું ભાગવત અને શીખ મૂકી દ્યો.

પટેલિયાઓ પાસેથી ભાગવત અને શીખ લઈને મોટો ભાઈ ઘેર પાછો આવ્યો અને ભાગવત નાના ભાઈને સોંપ્યું●

# કૂકડી પડી રંગમાં

એક ઘરડો કૂકડો એક વાર એક જુવાન કૂકડીને પરણ્યો. આથી ઘરડી કૂકડી ખૂબ ખિજાઈ અને એક લીમડાના ઝાડની ડાળ પર રિસાઈને બેઠી. એટલામાં વરસાદ આવ્યો. કૂકડી બેઠી હતી તે ડાળની ઉપર એક કાગડાનો માળો હતો. માળામાં રંગબેરંગી ચીંથરાં હતાં. વરસાદ આવ્યો એટલે ચીંથરાંનાં રંગવાળું પાણી કૂકડી ઉપર પડ્યું; એથી તેનાં પીંછાં સુંદર રંગેલાં થયાં.

ઘરડી કૂકડી પછી તો જુવાન જેવી દેખાવા લાગી, એટલે તે હરખાતી હરખાતી નવી પરણેલી કૂકડી પાસે આવી. નવી પરણેલી કૂકડી ઘરડીને કહે – બહેન! તમે આવાં સુંદર પીંછાં શી રીતે કર્યાં?

ઘરડી કૂકડીને ખીજ હતી એટલે તે કહે – રંગારાના રંગના કૂંડામાં હું તો પડી, એટલે મારાં પીંછાં આવાં સુંદર થયાં. તારે જો આવાં કરવાં હોય તો રંગના કૂંડામાં જઈને પડ.

નવી કૂકડી તો ઊડીને રંગારાની દુકાન પાસે રંગનું કૂંડું હતું તેમાં પડી અને મરી ગઈ. કૂકડો બિચારો ઘરભંગ થયો એટલે નિમાણો થઈને એક પીપળાના ઝાડ ઉપર જઈને બેઠો. પીપળો કહે – કૂકડાભાઈ, કૂકડાભાઈ! આજે નિમાણા થઈને કેમ બેઠા છો?

કૂકડો કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં.**

પીપળો કહે – અરે એ તો બહુ દુઃખની વાત.



એ દુઃખથી હુ મારાં પાંદડાં ખેરી નાખુ છું. એમ કહી પીપળાએ પોતાનાં પાન ખેરી નાખ્યાં. થોડી વાર થઈ ત્યાં પીપળા નીચે એક ભેંશ આવી. ભેંશ કહે – પીપળાભાઈ, પીપળાભાઈ! આજ આમ કેમ છો? કાલે તમારા પર બહુ સુંદર પાંદડાં હતાં અને આજે એકેય કેમ નથી?

પીપળો કહે – બહેન! કાંઈ કહેવાની વાત નથી.

ભેંશ કહે – ભાઈ! કહો તો ખરા, છે શુ?

પીપળો કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**અને પીપળપાન ખર્યાં.**

ભેંશ કહે – અરે આ તો બહુ દિલગીર થવા જેવું! હુ પણ મારાં શિંગડાં પાડી નાખીશ. એમ કહી ભેંશે પોતાનાં શિંગડાં પાડી નાખ્યાં. પછી ભેંશ નદીએ પાણી પીવા ગઈ.

નદી કહે – ભેંશબાઈ, ભેંશબાઈ! તમારાં શિંગડાં ક્યાં ગયાં?

ભેંશ કહે – અરે બહેન! કાંઈ કહેવાની વાત નથી.

નદી કહે – કહે તો ખરી, બહેન! એવું તે શું છે?

ભેંશ કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં અને ભેંશશિંગ પડ્યાં.**

નદી કહે – અરે! આથી મને બહુ શોક થાય છે. હુયે હવે સુકાઈ જઈશ. એમ કહી નદી સુકાઈ ગઈ.

ત્યાં એક કોયલ નદીએ પાણી પીવા આવી. કોયલ કહે – નદીબાઈ, નદીબાઈ! આ શું? કાલે તો રૂપાળાં બે કાંઠામાં વહેતાં હતાં અને આજે પાણીનું ટીપુંય નહિ?

નદી કહે – અરે બાઈ, કાંઈ કીધાની વાત નથી. ગજબ થઈ ગયો છે.



કોયલ કહે – કહો તો ખરાં, બહેન! શું દુઃખ આવી પડ્યું છે તે!

નદી કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં, ભેંશશિંગ પડ્યાં,**
**અને નદી નપાણી.**

કોયલ કહે – ત્યારે હવે મારેય શોક કરવો જોઈએ. મને તો એવુ લાગી આવે છે હવે રોઈ રોઈને આંખ જ ફોડું. આમ કહીને કોયલ એવી તો રોવા માંડી કે એની તો એક આંખ જ ફૂટી ગઈ.

કાણી કોયલ ત્યાંથી ઊડતી ઊડતી એક વાણિયાની દુકાને આવીને બેઠી. વાણિયો કહે – અલી, કોયલ! તું કાણી કેમ થઈ?

કોયલ કહે – શેઠ! કાંઈ કીધાની વાત નથી. બહુ ભૂંડુ થઈ ગયું છે!

વાણિયો કહે – કહે તો ખરી! એવું તે બધુ શું છે?

કોયલ કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**

પીપળપાન ખર્યાં, ભેંશશિંગ પડ્યાં,
નદી નપાણી અને કોયલ કાણી.

વાણિયો એટલો બધો દિલગીર થઈ ગયો કે શોકમાં ને શોકમાં ગાંડો થઈ ગયો. ત્યાં એક રાજાની રાણીની ગોલીનો વર ગોલો, આ વાણિયાની દુકાને કાંઈ ચીજ લેવા આવ્યો. વાણિયો ગાંડા જેવો બેઠો હતો તે જોઈ તેણે પૂછ્યું – વાણિયાભાઈ! ગાંડા જેવા કેમ દેખાઓ છો? શરીરે તો સારું છે ને?

વાણિયો કહે – અરે ભાઈ! એક મોટું દુઃખ આવી પડ્યું છે!

ગોલો કહે – એવું તે શું દુઃખ છે? કહો તો ખરા!

વાણિયો કહે –

કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,
પીપળપાન ખર્યાં, ભેંશશિંગ પડ્યાં,
નદી નપાણી, કોયલ કાણી,
અને વાણિયો દીવાનો.

ગોલો તો એટલો બધો મૂંઝાયો કે એ તો ઘેર જઈને લમણે હાથ દઈને બેઠો. ત્યાં ગોલી આવી. ગોલી કહે – હેં ગોલારાણા! આમ મૂંઝવણમાં કેમ બેઠા છો?





ગોલો કહે – કીધાની વાત નથી! જુલમ થઈ ગયો છે.

ગોલી કહે – કહો તો ખરા! કીધા વિના શી ખબર પડે?

ગોલો કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં, ભેંશશિંગ પડચાં,**
**નદી નપાણી, કોયલ કાણી,**
**વાણિયો દીવાનો અને ગોલો મૂંઝાણો.**

ગોલી તો ગોલાની દશા જોઈને રોતી રોતી રાણી પાસે ગઈ. રાણી ગોલીને જોઈને કહે – અરે! તું રોતી રોતી કેમ આવી? ઘરમાં શું થયું છે?

ગોલી કહે – અરે બા! કીધાની વાત નથી. ભૂંડું થયું છે!

રાણી કહે – શું છે? કહે તો ખરી ઝટ! કંઈ ઉપાય તો થાય!

ગોલી કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**પીપળ પાન ખર્યાં, ભેંશશિંગ પડચાં,**
**નદી નપાણી, કોયલ કાણી,**
**વાણિયો દીવાનો, ગોલો મૂંઝાણો,**
**અને ગોલી રોતી.**

રાણી કહે – આ તો ગજબ થયો! હવે આ બધું દુ:ખ ભૂલવા માટે હું તો નાચવા માંડીશ. નાચવામાં બધું દુ:ખ વિસારે પડશે. એમ કહી રાણી નાચવા લાગી.

ત્યાં કુંવર આવ્યો. કુંવર કહે – મા, મા! આ શું કરો છો? તમને શું થયું છે?

રાણી કહે – ભાઈ! ભારે દુ:ખ પડ્યું છે. તે ભૂલવા માટે નાચું છું.

કુંવર કહે – માડી! કહો તો ખરાં! તમને શું દુ:ખ હોય?

રાણી કહે –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં, ભેંશશિંગ પડચાં,**
**નદી નપાણી, કોયલ કાણી,**
**વાણિયો દીવાનો, ગોલો મૂંઝાણો,**
**ગોલી રોતી અને રાણી નાચતી.**

કુંવર કહે – ત્યારે લ્યો, હું હવે ઢોલકું વગાડું એટલે નાચ સારો થાય! એમ કહી કુંવર ઢોલકું વગાડવા લાગ્યો.

એટલામાં રાજાને ખબર પડી એટલે એ પણ આવ્યો અને બધી વાત જાણી એટલે પોતે તાળી પાડવા લાગ્યો. પછી તો સૌ સાથે બોલવા લાગ્યાં –

**કૂકડી પડી રંગમાં, કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં, ભેંશશિંગ પડચાં,**
**નદી નપાણી, કોયલ કાણી,**
**વાણિયો દીવાનો, ગોલો મૂંઝાણો,**
**ગોલી રોતી, રાણી નાચતી,**
**કુંવર ઢોલ ઢીબે ને રાજા તાળી ટીપે**

# પાલીમાં પાંચ ઉંદરડા

એક પાલીમાં પાંચ ઉંદરડા હતા. એક ઉંદરડાની પૂંછડી મોટી હતી. તેને બીજા ચારેય ઉંદરડા કહે – અમે તને નહિ રમાડીએ.
પેલો મોટી પૂંછડીવાળો ઉંદર બોલ્યો – શું કામ?
પેલા ચાર ઉંદર કહે – તારી પૂંછડી મોટી છે, માટે કપાવી આવ.
પછી તે પૂંછડી કપાવવા સુતાર પાસે ગયો અને કહ્યું – સુતાર, સુતાર, શું કરે છે?
સુતાર કહે – આ બેઠો છું.
ઉંદર કહે – ત્યારે મારી પૂંછડી કાપી દે ને?
સુતારે પૂંછડી કાપી આપી.



પૂંછડી કપાવીને ઉંદર તો પાછો ચારેય ભાઈબંધ પાસે ગયો. તે બોલ્યા – તારી પૂંછડી તો લોહીવાળી છે, માટે અમે તને નહિ રમાડીએ. જા, ફરી પૂંછડી સંધાવી આવ.

પછી પેલો ઉંદર સુતાર પાસે પૂંછડી સંધાવવા ગયો – સુતાર, સુતાર! મારી પૂંછડી સાંધી દે.

સુતાર કહે – મને પૂંછડી સાંધી [illegible] ન આવડે.

ઉંદર કહે –

પૂંછડી સાંધ, નહિ તો છોડિયું લઈને ભાગું;
પૂંછડી સાંધ, નહિ તો છોડિયું લઈને ભાગું.

એમ કરતોક ને છોડિયું લઈને ભાગ્યો તે એક ડોશીને ઘેર ગયો. ડોશી તો પગ બાળીને રોટલા કરતી હતી. તેને ઉંદરે કહ્યું – ડોશી, ડોશી શું કરે છે?

ડોશી કહે – આ ભાઈ પગ બાળીને રોટલા કરું છું.

ઉંદર કહે – લે ને આ છોડિયું!

ડોશી કહે – લાવ ને બાપુ! છોડિયું દે તો તારો જ પાડ.

ઉંદર તો છોડિયું આપીને રમવા ગયો. રમીને પાછો આવ્યો એટલે ડોશીને કહે – ડોશી, ડોશી! છોડિયું દે.

ડોશી કહે – છોડિયું તો બળી ગયું!

ઉંદર કહે –

છોડિયું દે, નહિ તો રોટલો લઈને ભાગું;
છોડિયું દે, નહિ તો રોટલો લઈને ભાગું.

પછી તો ઉંદર જે રોટલો લઈને ભાગ્યો તે એક કુંભાર ગારો ખાતો હતો ત્યાં ગયો. કુંભારને જઈને પૂછ્યું – કુંભાર, કુંભાર! શું કરે છે?

કુંભાર કહે – આ ગારો ખાઉં છું.

ઉંદર કહે – ત્યારે લે, આ રોટલો ખા.

કુંભાર કહે – લાવ ને, ભાઈ! રોટલો દે તો તારો જ પાડ.

કુંભાર તો રોટલો ખાઈ ગયો.

ઉંદર પાછો આવીને એને કહેવા લાગ્યો – કુંભાર, કુંભાર! રોટલો લાવ.

કુંભાર કહે – રોટલો તો હું ખાઈ ગયો!

ઉંદર કહે –

રોટલો લાવ, નહિ તો દોણું લઈને ભાગું;
રોટલો લાવ, નહિ તો દોણું લઈને ભાગું.

એમ કહીને દોણું લઈને જે ભાગ્યો તે એક ડોશી ખાંડણિયામાં દૂધ દોહતી હતી ત્યાં ગયો અને કહ્યું – ડોશી, ડોશી! શું કરે છે?

ડોશી કહે – આ ભાઈ, ખાંડણિયામાં દૂધ દોહું છું.

ઉંદર કહે – ત્યારે લે ને આ દોણામાં જ દુહો ને?

ડોશી કહે – લાવ ને, ભા! દોણું દે તો તારો જ પાડ!

ડોશીએ તો દોણું લીધું અને તેમાં દૂધ દોહ્યું. દો'તાં દો'તાં દોણું ફૂટી ગયું ને દૂધ ઢોળાઈ ગયું. એટલામાં પેલો ઉંદર રમવા ગયો હતો ત્યાંથી પાછો આવ્યો.

ઉંદર કહે – ડોશીમા! દોણું તો લાવો.

ડોશી કહે – ભાઈ દોણું તો ફૂટી ગયું અને દૂધ પણ ઢોળાઈ ગયું છે.

ઉંદર કહે –

દોણું લાવ, નહિ તો ભેંશ લઈને ભાગું;
દોણું લાવ, નહિ તો ભેંશ લઈને ભાગું.

એમ કહીને ઉંદર જે ભેંશ લઈને ભાગ્યો તે બજાણિયા ખેલ કરતા હતા ત્યાં ગયો. જઈને બજાણિયાને કહે – બજાણિયા, બજાણિયા! શું



કરો છો?

બજાણિયો કહે – આ ભાઈ, રમીએ છીએ.

ઉંદર કહે – આ મારી ભેંશને બહુ જ સારું રમતાં આવડે છે.

બજાણિયો કહે – ત્યારે તો ચડાવ ને, ભાઈ,દોરડા ઉપર !

પછી ભેંશને તો ચડાવી દોરડા ઉપર, પણ ભેંશ તો દોરડા ઉપરથી નીચે પડીને મરી ગઈ. ત્યાં ઉંદરભાઈ પાછા આવ્યા. ઉંદર કહે – મારી ભેંશ લાવો.

બજાણિયો કહે – ભાઈ! ભેંશ તો નીચે પડી ગઈ અને જીવ નીકળી ગયો.

ઉંદર કહે –

**ભેંશ લાવ, નહિ તો ઢોલકું લઈને ભાગું;**
**ભેંશ લાવ, નહિ તો ઢોલકું લઈને ભાગું.**

ઉંદર તો ઢોલકું લઈને ભાગ્યો અને એક ઊંચી ટેકરી હતી ત્યાં ચડ્યો; અને તેની ઉપર બેસીને ઢોલકું ઢબક ઢબક વગાડવા લાગ્યો●

એક હતો વાણિયો. વાણિયાને એક છ-સાત વર્ષનો છોકરો હતો. એ છોકરો બહુ જ કાલો અને ઘણો જ પડપૂછિયો હતો. રોજ તે બાપની સાથે દુકાને જાય અને બાપને કંઈનું કંઈ પૂછ્યા જ કરે. વાણિયો એટલો બધો શાંત હતો કે દીકરાને રાજી કરવા માટે જે પૂછે તેનો જવાબ આપ્યા કરે. કોઈ દિવસ ઘેલિયાને નાખુશ કરે નહીં; કોઈ દિવસ પોતે ખિજાઈ ન જાય. હંમેશાં ઘેલિયાભાઈ કહે તેમ કરે.

એક દિવસ ઘેલિયો બાપની સાથે દુકાને આવ્યો અને લાડથી તેના બાપનો ખોળો ખૂંદવા લાગ્યો ને જે તે પૂછવા લાગ્યો. એટલામાં દુકાનની સામે એક લીમડાનું ઝાડ હતું. તેના પર એક કાગડો આવીને બેઠો ને 'કો કો' કરવા લાગ્યો. ઘેલિયાએ કાગડાને જોયો એટલે તે તરફ આંગળી કરીને બાપને કહ્યું – બાપા ! કાગડો.

બાપ કહે – હા, ભાઈ ! કાગડો. ફરી વાર છોકરે બાપનો હાથ પકડી કહ્યું – બાપા ! કાગડો.

ફરી વાર બાપે ઉત્તર આપ્યો – હા, ભાઈ! કાગડો.

છોકરાએ વળી ત્રીજી વાર કહ્યું – પણ બાપા ! કાગડો.

બાપે એટલી જ ધીરજથી કહ્યું – હા, ભાઈ! કાગડો.

જવાબ આપીને બાપ દુકાનના કામમાં જરા રોકાયો એટલે વળી છોકરે બાપનો ગોઠણ હલાવી કહ્યું – જુઓ તો, બાપા ! કાગડો. બાપે ધંધામાંથી ધ્યાન કાઢીને ઘણી શાંતિથી કહ્યું – હા, બેટા ! કાગડો.

છોકરો કાલો અને પડપૂછિયો હતો, તેથી આટલાથી તેને સંતોષ થયો નહીં. બાપ પાછો પોતાના કામમાં રોકાયો ત્યાં તેની પાઘડી ખેંચી વળી બોલ્યો – બાપા ! કાગડો.

બાપે જરા પણ ચિડાયા વિના કહ્યું – હા, ભાઈ! કાગડો, હં.

છોકરો તો વેને ચડયો અને વળી બોલ્યો – જુઓ તો ખરા ! બાપા! કાગડો.

બાપે ચોપડો લખતાં લખતાં છોકરા સામે જોઈને વળી કહ્યું – હા હોં, બેટા ! કાગડો. એ કાગડો છે, હં !

થોડી વાર સુધી છોકરો કાગડા સામે જોઈ રહ્યો અને વળી ધૂરી આવી હોય તેમ બાપનો ખભો જોરથી હલાવીને બોલ્યો – બાપા ! કાગડો.

બાપે જરા પણ ગુસ્સે થયા વિના કહ્યું – હા, ભાઈ! કાગડો.

આ રીતે છોકરો તો વારેવારે બાપને 'બાપા ! કાગડો' 'બાપા ! કાગડો' એમ પૂછતો ગયો ને બાપ 'હા, ભાઈ! કાગડો !' 'હા, ભાઈ! કાગડો' એમ બોલતો જ રહ્યો. છેવટે છોકરો થાકયો અને 'બાપા ! કાગડો.' બોલતો બંધ પડયો.



બાપ વાણિયો હતો, શાણો હતો. છોકરો જેમ જેમ 'બાપા ! કાગડો' 'બાપા ! કાગડો' બોલતો ગયો તેમ તેમ તે પોતાના ચોપડામાં 'બાપા ! કાગડો.' 'હા, ભાઈ ! કાગડો.' એ પ્રમાણે લખતો ગયો. છોકરો થાકી ગયો ત્યારે બાપે ગણી જોયું તો બરાબર એક સો વાર 'બાપા ! કાગડો' 'હા, ભાઈ! કાગડો' લખાયેલું હતું. ભવિષ્યમાં કોઈ દિવસ આ ચોપડો કામ આવશે એમ ધારી ડાહ્યા વાણિયાએ ચોપડાને સાચવીને જૂનાં દફતરોમાં મુકાવ્યો.

આ વાતને ઘણાંયે વર્ષો વીતી ગયાં. વાણિયો છેક ઘરડો થઈ ગયો હતો ને પેલો ઘેલિયો ત્રીશ

## બાપા! કાગડો



વર્ષનો જુવાન થઈ ગયો હતો. ઘેલિયો તો હવે મોટો શેઠ બની રહ્યો હતો અને વેપાર ધમધોકાર ચાલતો હતો. ઘેલિયો સઘળે ઘેલાશેઠ ઘેલાશેઠ થઈ પડયો હતો ને તેનું બધેય બહુ માન હતું. પરંતુ પેલો ઘરડો વાણિયો બહુ દુ:ખી હતો. ઘેલાશેઠ તેની સેવાચાકરી તો શાની કરે, પણ શેઠાણીની શિખવણીથી માબાપને ખૂબ દુ:ખ આપતો હતો. બાપ બહુ કંટાળ્યો એટલે ઘેલિયાને કેવા લાડથી ઉછેર્યો હતો તે તેને યાદ આપવાનો તેણે વિચાર કર્યો.

એક દિવસ ઘરડો વાણિયો લાકડીને ટેકે ટેકે દુકાને ગયો અને ઘેલાશેઠની ગાદીએ ચડીને બેઠો. બાપને જોઈ દીકરો ચિડાયો અને મનમાં બબડયો — આ ડોસો વળી અહીં કયાં આવ્યો! નકામો ટકટકાટ કરશે અને જીવ ખાશે.

થોડી વારમાં ડોસાએ એક કાગડો જોઈ ટાઢે પેટે કહ્યું – ભાઈ! કાગડો.

ઘેલાશા તો ડોસાના પ્રશ્નથી જ વિચારમાં પડયા અને અત્યંત ચિડાઈને બોલ્યા– હા, બાપા! કાગડો.

ડોસાએ વળી કહ્યું – ભાઈ! કાગડો. ઘેલાશાએ જરા વધારે ચિડાઈને અને કંઈક તિરસ્કારથી જવાબ વાળ્યો – હા, બાપા! કાગડો.

ડોસાએ જાણ્યું કે દીકરો ચિડાય છે. પરંતુ તે દીકરાની આંખ ઉઘાડવા જ આવ્યો હતો તેથી પૂરેપૂરી શાંતિ રાખી બોલ્યો – ભાઈ! કાગડો. ભાઈ તો એકદમ ખિજાયા અને ભભૂકી ઊઠયા — હા, બાપા! કાગડો! હા, એ કાગડો છે. એમાં વારેવારે 'ભાઈ! કાગડો.' 'ભાઈ! કાગડો' એમ શું બોલ્યા કરો છો? મને મારું કામ કરવા દો ને? કહીને ઘેલાશા આડું મોં કરી પોતાને કામે લાગ્યા. ઘરડો વાણિયો કંઈ કાચો ન હતો. તેણે ઘેલાશાનો હાથ પકડી કાગડા તરફ આંગળી કરી ઠંડે પેટે કહ્યું – ભાઈ! કાગડો. હવે ઘેલાશાનો મિજાજ ગયો. તેણે વિચાર્યું – આ ડોસો જો ને નકામો 'ભાઈ! કાગડો.' લવ્યા કરે છે! નથી કાંઈ કામ કે કાજ! નવરો પડયો એટલે નકામો લવારો!

તેણે ડોસા સામે જોઈ કહ્યું – બાપા! ઘેર જાઓ. અહીં તમારું શું કામ છે? દુકાને કામકાજમાં નાહક તમે શા માટે ડબાડબ કરો છો?

શાંતિથી જરા હસીને કાગડા સામી આંગળી કરી ડોસો બોલ્યો – પણ, ભાઈ! કાગડો.

હા, બાપા! કાગડો, કાગડો, કાગડો! હવે તે કેટલી વાર કાગડો? કાગડામાં તે શું છે તે 'કાગડો' 'કાગડો' કરો છો?

ડોસો ફરી વાર આંગળી કરી 'ભાઈ! કાગડો.' એમ બોલે તે પહેલાં ઘેલાશેઠે વાણોતરને કાગડો ઉડાડી મૂકવાનું કહ્યું. કાગડાને ઉડાડી મુકાવ્યો. પછી લખતો લખતો પોતાના મનમાં બળતો મોટેથી બબડયો –ખરેખર, 'સાઠે બુદ્ધિ નાઠી' તે બરાબર સાચું છે. આ ડોસાની બુદ્ધિ હવે છેક ગઈ છે. હવે તો ડોસો મરે તો સારું!

ડોસાની આંખે આંસુ આવ્યાં. તેણે જૂના વાણોતરને બોલાવીને પેલો જૂનો ચોપડો કઢાવી ઘેલાશાના હાથમાં 'બાપા! કાગડો' 'હા ભાઈ! કાગડો' લખેલું પાનું મૂકયું. ઘેલાશાને તેના બાળપણની સઘળી હકીકત વાણોતરે કહી સંભળાવી. ઘેલાશા સઘળું તરત જ સમજી ગયો. દીકરે બાપની માફી માગી અને તે દિવસથી માબાપની ખરા દિલથી ચાકરી કરવા લાગ્યો●



# ડોશી અને તેના દીકરા

એક હતી ડોશી. એને ત્રેવીશ દીકરા હતા. ત્રેવીશે જણા એક વાર મુસાફરીએ ચાલ્યા. ચાલતાં ચાલતાં રસ્તામાં એક કિલ્લો આવ્યો. કિલ્લાના કોઠા નીચે સૌ ભાતું ખાવા બેઠા. કોઠો જૂનો હતો અને પડુ પડુ થઈ રહ્યો હતો તેથી તે પડ્યો અને નીચે સાત જણા દબાઈ ગયા.

બાકી રહ્યા તે આગળ ચાલ્યા. રસ્તામાં એક નદી આવી. ચોમાસું હતું તેથી નદીમાં પૂર આવ્યું હતું. નદી ઓળંગી જવા જાય ત્યાં તો નવ જણા તણાઈ ગયા.

ખરાબ ભાતું ખાધેલું હોવાથી આગળ જતાં ત્રણ જણને શેરણુ થયું અને તેઓ પણ મરી ગયા.

બાકી રહેલા એક ગામમાં પેસતા હતા, ત્યાં એક ગાંડી ભેંશ આવી. તેણે બીજા બે જણને મારી નાખ્યા.

ગામમાં ગયા ત્યાં એક ડોસાને તાવ આવ્યો એટલે તે મરી ગયો. છેવટે એક જીવતો રહ્યો તે ઘેર આવ્યો. જ્યારે તે ઘેર આવ્યો ત્યારે

તેની માએ તેને પૂછ્યુ – કહે ને, ભાઈ! વાત!

છોકરો કહે – માડી! કોઠે દાબ્યા સાત.

મા કહે – મેર મૂઆ મદી!

છોકરો કહે – માડી! નવ તાણી ગઈ નદી.

મા કહે – અરર!

છોકરો કહે – માડી! ત્રણ તો ગયા ટરરર.

મા કહે – હેં હેં?

છોકરો કહે – બે તો દાબ્યા ભેંહે.

મા કહે – ઓહો!

છોકરો કહે – એક તો મૂઓ ડોહો.

મા કહે – અરે!

છોકરો કહે – હુ તો આવ્યો ઘરે





# કૂકડો-શિયાળ

એક હતો કૂકડો અને એક હતું શિયાળ. એક વખત બંનેને ભાઈબંધી થઈ. બંને જણે એક એક બોરડી રાખી. કૂકડો પોતાની બોરડીને રોજ પાણી પાય પણ શિયાળ તેની બોરડીને પાણી ન પાય, અને હંમેશ બોરડીના થડમાં મૂતરી જાય.

શિયાળની બોરડી સાવ સુકાઈ ગઈ અને કૂકડાની બોરડીએ સારાં મજાનાં મીઠાં બોર આવ્યાં.

એક દિવસ કૂકડો પોતાની બોરડી પર ચડી બોર ખાતો હતો, ત્યાં તો બોરડી નીચેથી શિયાળ નીકળ્યું.

શિયાળ કહે – કૂકડાભાઈ, કૂકડાભાઈ! બોર આપો ને!

કૂકડે જવાબ આપ્યો – હું તો બોર નહિ આપું. આમ કહીને કૂકડે શિયાળના માથામાં બોરના ઠળિયા માર્યા. શિયાળ ગુસ્સે થઈને તે વખતે ચાલ્યું ગયું. પછી એક દિવસ બોરડી પાસે કૂકડો ન હતો એટલામાં શિયાળ આવ્યું અને બોરડી પર ચડીને બોર ખાઈ ગયું.

કૂકડે આવીને શિયાળને પૂછ્યું – મારી બોરડીનાં બોર કેમ ખાધાં?

શિયાળ કહે – ખાધાં, ખાધાં! અને વધારે બોલીશ તો તનેય ખાઈ જઈશ! એમ કહી શિયાળ કૂકડાને પણ હફહફ કરી ખાઈ ગયું. પછી શિયાળ તો રોફ મારતું ચાલ્યું. રસ્તામાં શિયાળને ડોશી મળી. શિયાળે ડોશીને કહ્યું – ડોશી, ડોશી! તું મને છાણ આપ.

ડોશી કહે – ચાલતું થા, ચાલતું. જો વધારે બોલીશ તો આ ઈંઢોણી મારીશ ને તો તો માથું ફૂટી જશે!

શિયાળ કહે – ડોશી !
કળશી ખાધાં કાચાં બોર,
કળશી ખાધાં પાકાં બોર,
એક ખાધો કૂકડો
ને હવે ખાઈશ તને.

આમ બોલીને શિયાળ તો ડોશીને હફહફ કરતું ગળી ગયું. પછી શિયાળ તો જાડું બની આમ આમ ફરતું રોફબંધ આગળ ચાલ્યું. આગળ જતાં શિયાળને એક ખેડૂત મળ્યો. શિયાળે ખેડૂતને કહ્યું – ખેડૂત, ખેડૂત! મને પાણી પા.

ખેડૂત કહે – હું કાંઈ નવરો નથી. તું તારે માર્ગે ચાલ્યું જા, નહિતર મૂકીશ ને એક પરોણી તો જીવ નીકળી જશે!

શિયાળ કહે – કળશી ખાધાં કાચાં બોર,
કળશી ખાધાં પાકાં બોર;
એક ખાધો કૂકડો,
એક ખાધી ડોશી
ને હવે ખાઈશ તને.

એમ બોલીને શિયાળ તો મોંઢું ફાડી ખેડૂતને હોઇયાં કરી ગયું. ત્યાંથી શિયાળ ઢેડવાડે ગયું. જઈને ઢેડને કહે – ઢેડ, ઢેડ! હાડકું દે.

ઢેડ કહે – લે ભાઈ! રસ્તો પકડ.

શિયાળ જરા દૂર જઈને હાડકું ખાવા બેઠું, ત્યાં હાડકું ગળે રહ્યું એટલે મરી ગયું. શિયાળ મરી ગયાની ઢેડને ખબર પડી એટલે શિયાળને ઢેડે ચીર્યું. ત્યાં તો તેમાંથી ઘણાં બધાં બોર, 'કૂકડે કૂક' કરતો કૂકડો, ડોશી અને ખેડૂત નીકળી પડયાં.

પછી સૌ પોતપોતાને ઘેર ગયાં અને ખાધું, પીધું ને મોજ કરી●



# સમળી મા

એક હતો વાણિયો. એને હાથે એક ગૂમડુ થયું. વાણિયો રોજ વૈદ પાસે જાય અને દવા કરે પણ કેમે કરીને ગૂમડું ફૂટે નહિ. એક વાર વાણિયો વૈદ પાસે જતો હતો ત્યાં રસ્તામાં એને એક સમળી મળી.

સમળી કહે – વાણિયાભાઈ, વાણિયાભાઈ! આ તમારે હાથે શું થયું છે?

વાણિયો કહે – જુઓને બહેન! આ કેટલાય દિવસથી ગૂમડું થયું છે. ફાટતુંયે નથી ને ફૂટતુંયે નથી. કોણ જાણે કેવીય જાતનું છે.

સમળી કહે – અરે, એમાં તે શું છે? ગૂમડું હુ ફોડી આપું; પણ એમાંથી જે નીકળે ઈ મારું.

વાણિયો મનમાં વિચાર કરવા લાગ્યો કે ગૂમડામાંથી તે વળી શુ નીકળવાનું હતું! પાચ નીકળશે અને પરુ નીકળશે; એમાં સમળી કાંઈ ખાટી ખાશે નહીં. એમ ધારીને એણે કહ્યું – ઠીક; જે નીકળે તે તમારું. એક વાર મારું દુ:ખ મટાડો!

સમળીએ તો ચાંચ મારી ઝટ દઈને ગૂમડું ફોડી નાખ્યું. ત્યાં તો એમાંથી એક દીકરી નીકળી; રૂપાળી રંભા જેવી. દીકરી આપતાં વાણિયાનો જીવ ઘણો ન ચાલ્યો. પણ કરે શુ? સમળી સાથે વચને બંધાયો હતો.

છેવટે કોચવાતા મને વાણિયાએ સમળીને દીકરી આપી. સમળી તો દીકરીને એના માળામાં



લઈ ગઈ. મોટા બધા માળામાં સમળીએ એને રાખી. સમળીએ એનું નામ રંભા પાડયું. સમળી તો રંભાને કાંઈ રાખે! રોજ નિતનવાં ખાવાનાં લઈ આવે, પહેરવા-ઓઢવાનાં ને લૂગડાંઘરેણાં લઈ આવે, ને રાજી રાજી રાખે. રંભાને કોઈ વાતની મણા નહિ.

એક વાર રંભા કહે – મા! મને ચંદનહાર પહેરવાની હોંશ થઈ છે.

સમળી કહે – ઠીક દીકરી! તો કાલે ચંદનહાર લઈ આવું. પણ વખતે લાવતાં લાવતાં બે દિ' મોડુંય થઈ જાય. ચંદનહાર તો કોક રાજાને ઘેર કે મોટા નગરશેઠને ત્યાં હોય. મોડી આવું તો મૂંઝાઈશ નહિ.

રંભા કહે – ઠીક.

સમળી તો ચંદનહાર લેવા ઊડી. એક દિવસ થયો, બે દિવસ થયા, ત્રણ દિવસ થયા, પણ કયાંય ચંદનહાર હાથ ન આવે. ચંદનહાર કયાંકથી મળે ત્યારે સમળી પાછી આવે ને? રંભા તો માળામાં બેઠી બેઠી સમળી માની રાહ જુએ છે. આજ આવશે, કાલ આવશે, એમ કરતી વાટ જોતી બેઠી છે. ત્યાં તો એક રાજાનો કુંવર શિકારે નીકળેલો તે માળા પાસે આવ્યો. રંભાને જોઈ ને એ તો ખુશી ખુશી થઈ ગયો. રંભાને તો એ પોતાને મહેલે લઈ ગયો. ચોથો દિવસ થયો ત્યાં તો સમળી ચંદનહાર લઈને આવી. પણ માળામાં રંભા તો ન મળે! સમળી કહે – રંભા કયાં ગઈ હશે? ઘણા સાદ પાડયા પણ રંભા આવી નહિ. સમળી તો રોવા માંડી. ખૂબ ખૂબ રોઈ; ધ્રુસકે ધ્રુસકે રોઈ પણ રંભા કયાંથી આવે? એ તો રાજાના કુંવર સાથે મહેલમાં રમતી 'તી, ખાતી 'તી ને મજા કરતી 'તી.

સમળી તો રોઈ રોઈને થાકી. પછી કહે – ચાલને કયાંક ગોતું? સમળી તો ઊઠી. દરેક ઘરને છાપરે જઈને બેસે ને બોલે – મારી રૂપાળી બાને, મારી રાધિકા બાને, કોણ હરી ગયું? કોણ જીતી ગયું? કોણે દીધા વનવાસ? સમળી ગામોગામ ફરે અને છાપરે છાપરે બેસીને બોલે. એમ કરતાં કરતાં જે ગામમાં રંભા હતી તે ગામમાં સમળી આવી અને રાજાના મહેલની જ ઉપર બેસીને બોલી – મારી રૂપાળી બાને, મારી રાધિકા બાને, કોણ હરી ગયું? કોણ જીતી ગયું? કોણે દીધા વનવાસ? હિંડોળા ઉપર બેસીને રંભા ખટક ખટક હીંચકતી હતી. એને કાને સમળીનો અવાજ આવ્યો.

તે કહે – સાંભળો તો ખરાં, એલા, કોણ બોલે છે? ત્યાં તો સમળી ફરી બોલી – મારી રૂપાળી બાને, મારી રાધિકા બાને, કોણ હરી ગયું? કોણ જીતી ગયું? કોણે દીધા વનવાસ?

રંભા કહે – અરે, આ તો મારી બા જ બોલે છે!

દાસીઓ કહે – ના રે, બા! એ તો છાપરે બેઠેલી સમળી છે.

રંભા કહે – ખરેખર, એ મારી બા જ છે. એને અહીં લાવો.

પછી માણસોએ છાપરે ચડી સમળીને પકડીને મહેલમાં આણી. દીકરીને જોઈ ને સમળી તો રાજી રાજી થઈ ગઈ. માદીકરી ભેટી પડયાં. પછી રંભાએ સમળીને માટે સોનાનું પાંજરું કરાવ્યું ને એમાં એને રાખી.

માદીકરી રોજ સુખદુ:ખની વાતો કરે છે, ને ખાય, પીએ ને મજા કરે છે●

# ભટૂરિયાં

એક હતી બકરી. તે એક જંગલમાં ઝૂંપડી બાંધીને રહે. તેને સાત ભટૂરિયાં હતાં.

બકરી રોજ જંગલમાં ચરવા જાય ત્યારે બચ્ચાંને કહેતી જાય – જોજો, બીજું કોઈ આવે તો બારણું ઉઘાડશો નહિ. હું આવીને હળવે હળવે આમ બોલીશ –

બારણાં ઉઘાડજો રે એલાં ભટૂરિયાં;
તમારી મા આવી રે એલાં ભટૂરિયાં;
તમને ધવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને ખવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને પિવરાવશે રે એલાં ભટૂરિયાં.



આમ હું બોલું ત્યારે જ બારણું ઉઘાડજો.

ઝૂંપડીની પાસે જ એક પીપળો હતો. તેનેય બકરી ભલામણ કરતી જાય – ભાઈ! મારાં બચ્ચાંને સાચવજે ને કોઈ બીજું આવે તો ચેતવજે.

બકરી રોજ આટલું કહીને ચરવા જાય; ને ચરીને પાછી આવે ત્યારે બોલે –

બારણાં ઉઘાડજો રે એલાં ભટૂરિયાં;
તમારી મા આવી રે એલાં ભટૂરિયાં;
તમને ધવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને ખવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને પિવરાવશે રે એલાં ભટૂરિયાં.

એક દિવસ બકરી રોજ પેઠે બચ્ચાંને બધું સમજાવી ને પીપળાને ભલામણ કરીને પછી જંગલમાં ચરવા ગઈ.

તે દિવસે ત્યાં એક રાક્ષસ આવેલો. રાક્ષસ તો ઝૂંપડી પાછળ સંતાઈને બધુંય સાંભળી ગયો. બકરી તો બચ્ચાંને સમજાવીને જંગલમાં ચરવા ગઈ.

થોડીક વાર થઈ ત્યાં તો રાક્ષસ આવ્યો. બકરી જેવો સાદ કાઢી બોલ્યો –

બારણાં ઉઘાડજો રે એલાં ભટૂરિયાં;
તમારી મા આવી રે એલાં ભટૂરિયાં;
તમને ધવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને ખવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને પિવરાવશે રે એલાં ભટૂરિયાં.

બચ્ચાં તો મા આવી હશે એમ જાણીને બારણાં ઉઘાડવા દોડયાં ત્યાં પીપળો બોલ્યો –

બારણાં ઉઘાડશો મા રે એલાં ભટૂરિયાં,
એ તો લુચ્ચો રાક્ષસ છે રે એલાં ભટૂરિયાં,
તે તમને ખાઈ જશે રે એલાં ભટૂરિયાં,
બારણાં ઉઘાડશો મા રે એલાં ભટૂરિયાં.

રાક્ષસ તો પીપળા ઉપર ખિજાયો. તેણે પીપળાને જડમૂળથી ઉખેડી નાખ્યો.

રાક્ષસ તો બહુ બળવાન હતો. એક પાટુ મારી તેણે બારણાં ભાંગી નાખ્યાં, અંદર જઈને બિચારાં બચ્ચાંને ખાઈ ગયો ને પછી બારણાં બંધ કરીને નિરાંતે સૂતો.

ત્યાં તો બકરી આવી. બારણાં ઉઘાડવા માટે તે બોલી –

બારણાં ઉઘાડજો રે એલાં ભટૂરિયાં;
તમારી મા આવી રે એલાં ભટૂરિયાં;
તમને ધવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને ખવરાવશે રે એલાં ભટૂરિયાં;
તમને પિવરાવશે રે એલાં ભટૂરિયાં.

પણ ઝૂંપડીમાં તો રાક્ષસ હતો. બકરી કહે – બચ્ચાં કેમ બોલતાં નથી ને બારણું ઉઘાડતાં નથી?

ત્યાં તો બકરીની નજર પીપળા સામે ગઈ. પીપળાને તો કોઈએ ઉખેડી નાખેલો!

બકરી કહે – હાય હાય! જરૂર કોઈ આવ્યું ને મારાં બચ્ચાંને ખાઈ ગયું!

બકરીએ તો બારણાંને ધક્કો માર્યો ત્યાં તો ઝૂંપડીમાંથી મોટો 'હોં હોં' કરતો અવાજ આવ્યો.

બકરી તો કહે – નક્કી! આ તો મોટો રાક્ષસ છે. હે ભગવાન, બચ્ચાંને જેણે ખાધાં હોય તે ફાટી પડજો!

ત્યાં તો રાક્ષસનું પેટ ફાટ્યું ને તેમાંથી નાનાં નાનાં બચ્ચાં બહાર નીકળી પડયાં ને પોતાની માને બચબચ કરતાં ધાવવા મંડયાં.





# હોલો-હોલી

એક હતો હોલો ને એક હતી હોલી. હોલો રોજ રાજાને ઘેર ચણવા જાય. હોલી એને ના પાડે ને કહે – રાજાનો કુંવર લાડકો છે. તે તને કોઈ વાર મારી નાખશે.

હોલો કહે – રાજાના કુંવર એના ઘરના. મને શાના મારે? ને મારે તો હું એને બતાવી આપું! સૌ સૌના ઘરમાં મોટા.

પછી એક વાર હોલો રાજાને ઘેર ચણવા ગયો, ત્યાં રાજાના કુંવરે લાકડી મારી હોલાની પાંખ તોડી નાખી.

જમવા વખતે હોલો ઘેર ન આવ્યો, એટલે હોલી હોલાને બોલાવવા ગઈ. ત્યાં તો એણે હોલાની પાંખ ભાંગી ગયેલી દીઠી. હોલી કહે–

હોલા રે હોલા!
હું તને વારતી:
રાજાની શેરીએ જઈશ મા.
રાજાનો કુંવર લાડકો;
લાડેથી મેલે લાકડી,
ભાંગે હોલાની પાંખડી.

હોલે જવાબ આપ્યો –

હોલી રે હોલી!
તમે ઘેર જ જાઓ;
બચ્ચાંને પાણીડાં પાઓ;
હું હમણાં આવું છું.

કુંવરને ચીડ ચડી એટલે એણે હોલાને એક બીજી લાકડી મારી ને મારી નાખ્યો. થોડી વાર થઈ પણ હોલો ઘેર ન આવ્યો એટલે હોલી

પાછી હોલાને બોલાવવા આવી ને બોલી –

હોલા રે હોલા!
હું તને વારતી :
રાજાની શેરીએ જઈશ મા.
રાજાનો કુંવર લાડકો;
લાડેથી મેલે લાકડી,
ભાંગે હોલાની પાંખડી.

પાછો હોલો બોલ્યો –

હોલી રે હોલી!
તમે ઘેર જ જાઓ;
બચ્ચાંને નવરાવો;
હું હમણાં આવું છું.

રાજાનો કુંવર કહે – આ તો હજી જીવે છે! ચાલો એને ખાઈ જઈએ.

એમ કહી રાજાનો કુંવર એનું શાક કરીને ખાઈ ગયો.

વળી હોલી હોલાને બોલાવવા આવી ને બોલી –

હોલા રે હોલા!
હું તને વારતી :
રાજાની શેરીએ જઈશ મા.
રાજાનો કુંવર લાડકો,
લાડેથી મેલે લાકડી,
ભાંગે હોલાની પાંખડી.

ત્યાં રાજાના કુંવરના પેટમાંથી હોલો બોલ્યો –

હોલી રે હોલી!
તમે ઘેર જ જાઓ;
બચ્ચાંને ખવરાવો;
હું હમણાં આવું છું.

કુંવરને તો ખૂબ કાળ ચડયો.

કુંવરે સિપાઈઓને હુકમ આપ્યો કે જેવો પેટમાંથી હોલો નીકળે કે તુરત જ તેને મારી નાખજો.

જ્યાં હોલો નીકળ્યો ત્યાં તો સિપાઈઓએ તલવાર ચલાવી.

પણ ત્યાં હોલાભાઈ ઊડી ગયા, ને રાજાના કુંવરનો જ વાંસો કપાઈ ગયો!●



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્‌લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

• કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

• ગિજુભાઈ



